ચૈત્રી સંવત્ ૧૯૭૦ નું

# ભવિષ્યફળ.

હીરાલાલ વર્ધ્ધમાન શાહ.

મુંબઈ, પોષ્ટ-નં. ૯.

ચૈત્રી સંવત્ ૧૯૭૦ નું

# ભવિષ્યફળ.

રૂ, સુતર, અફીણ, અલશી, ઘઉં, ચાંદી, સરસવ, તેલ, ઘી, ગોળ, વગેરે વસ્તુઓની તેજી-મંદી તથા સુકાળ દુષ્કાળ દર્શાવનારૂ દર્પણ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

હીરાલાલ વર્દ્ધમાન શાહ.

વઢવાણ—નિવાશી.

———(૦)———

વેચનાર.

મેસર્સ વર્દ્ધમાન એન્ડ સન્સ.

ઉમરખાડી–પોષ્ટ નં. ૯.

સને ૧૯૧૩. આવૃત્તિ ૧ લી. પ્રત. ૫૦૦૦.

શ્રી "સત્યવિજય" પ્રીન્ટિંગ પ્રેસમા શા. સાંકલચંદ હરિલાલે છાપ્યું. પાંચકૂવા નવાદરવાજા—અમદાવાદ.

કીંમત બે આના.

# પ્રસ્તાવના.

આ દેશના લોકોના જીવનનો આધાર અન્ય ઉદ્યોગોના અભાવે મુખ્ય ખેતીવાડી પર જ રહેલો છે અને તેથી નુતન વર્ષ કેવું નીવડશે તે અગાઉથી જાણી લેવાની જન સમાજ જીજ્ઞાસા રાખે છે. જન સમાજની આવી જીજ્ઞાસા હોવાનું ચાલુ વર્ષ માટે નથી પરંતુ લાંબા કાળથી ચાલુ છે. સંવત્ ૧૯૭૦ નું વર્ષ ભયંકર છે એવા પડઘા જન સમાજમાં પડેલા હોવાથી છ માસ આગમચથી ભવિષ્ય ફળ માટે નોરંતર મોટા પ્રમાણમાં માંગણી થતી રહી છે. પરંતુ અમો હમેશના નિયમ કરતા બની શકયું તેટલું વ્હેલુ પ્રગટ કરી અમારા ગ્રાહકોના હસ્તકમળમાં મુકવા અમો ભાગ્યશાળી થયા છીએ.

સવત ૧૯૬૬ ની સાલમાં ગુર્જર ભાષામા **ભવિષ્યફળ** પ્રકટ કરવાની અમોએ પહેલ કરી હતી. તે સમયે અમોએ એમ નહતુ ધાર્યું કે અમારૂ ભવિષ્યફળ જન સમાજમાં પ્રસંશા મેળવશે. પરતુ આજે અમોને અનુભવ થઈ ચુકયો છે કે અમારાં **ભવિષ્યફળને** ગુર્જર પ્રજાએ એકે અવાજે વધાવી લીધું છે. આથી અમોને સંતોષ થાય છે કે અમો કેટલેક અંશે ગુર્જર પ્રજાને ઉપયોગી નીવડયાં છીએ.

પ્રતિ વર્ષે અમા ભવિષ્યફળમાં સુધારા વધારા કરતા રહ્યા છીએ તેમ ચાલુ વર્ષમાં પણ કરેલ છે અને તેજ માફક બની શકતા સુધારા વધારા કરી જન સમાજની માંગણી તરફ સપૂર્ણ ધ્યાન આપતા રહીશુ.

આવતા સવત્ ૧૯૭૧ ની સાલનું ભવિષ્યફળ અમો ઘણીજ ત્વરાથી પ્રકટ કરવાના છીએ તો ગ્રાહકોએ અગાઉથી **અઢી આનાના ટીકીટ** મોકલાવી નામ નોંધાવી લેવા.

વર્ધમાન પુરી. } સેવક,
તા. ૧૦ મી માર્ચ ૧૯૧૩. } **હીરાલાલ વર્ધમાન શાહ.**

## ચૈત્રી સંવત્ ૧૯૭૦ ની સાલનુ.

# ભવિષ્યફળ.

### ભવાની વાકય.

માતા બોલી પ્રેમસે, સુણુ હો ભૈરવ પૂત;
સવત સીત્તર માયને, જમકા ડોલે દૂત.
રવિ રાજા ઇણુ વર્ષમે, ટેઢી ચાલે ચાલ;
શનિજી મત્રી ખોડલો, ઇણુને આટો ધાલ.
રોગ શોગ સુખ દુઃખ ધણા, કરે અમંગળ જોર;
ઉલટા વાદલ દેખકર, ધણા બોલસી મોર.
રાજા મત્રી દેખતા, મધ્ય જમાનો હોય,
વ્યાપારી વ્યાપારમેં, કરે એકકા દોય.

**ભાવર્થ**:—સંવત ૧૯૭૦ ની સાલમા યમ રાજાના દૂત બહુજ ભમશે. રાજા રવી છે એટલે તે ઉલટા સુલટી રિતે વર્તશે અને મંત્રી શની છે એટલે તે પણ ખોડીલો છે તેથી રોગ, શોક, સુખ અને દુઃખ ધણું જોવામાં આવે અને અહિતકારકોનું ધણુંજ જોર ચાલે. વાદળનો પ્રવાહ ઉલટો થાય, જેથી મોર બહુજ બોલે. રાજા મંત્રીને દેખે છે તેથી જમાનો મધ્યમ હોય અને વ્યાપારી લોકો વ્યાપારમાં એકના બમણા મૂલ કરી શકશે.

**રાજા-રવિ છે**—તેથી વર્ષાદ થોડો પડે. અનાજ થોડું પાકે અને ઝાડપર ફળ-ફુલ જુજ થાય. મનુષ્ય જાતમાં ફીચીંત રોગ થાય ચોર અને અગ્નીનો ભય રહે. રાજાઓ શંકાસ્પદ રહે.

**મંત્રી-શનિ છે**—તેથી આળસુ અને મૂર્ખ માણસોના વ્યવહારનો નાશ થાય, રાજાઓ ક્રુરતા ભરી નીતી-રીતી ધારણ કરે. ચોર તથા અગ્નીનો ભય રહે. ગાયની જાતનો નાશ થાય, અનાજના ભાવ તેજ થાય, રાજાઓમાં યુદ્ધ થાય અને વિશેષે કરીને મલેચ્છોમા યુદ્ધ થાય.

**સૈન્યાધિપતિ-મંગળ છે**—તેથી દુનિયામાં સર્વે અતિવૃષ્ટિ અને ઉપદ્રવથી તથા રોગથી પીડા પામે. આનાજના ભાવ તેજ થાય.

**ધાન્યેશ-ચંદ્ર છે**—તેથી પૃથ્વીપર ઉત્તમ વર્ષાદ પડે અને ખેતી સારી થાય તથા રાજાઓમાં આનંદ ઉત્પન્ન થાય.

**મેઘેશ-શનિ છે**—તેથી વર્ષાદ ન પડે, દેશમાં ખળભળાટ થાય, અનાજના ભાવ તેજ થાય.

**રસેશ-ગુરૂ છે**—તેથી ચોખા, જવ વગેરે ઓછુ પાકે, વર્ષાદ ઓછો પડે અને લોકોની બુદ્ધી પાપભરી થાય.

**નીરસેશ-મંગળ છે**—તેથી મૂંગા, લાલ કાપડ, લાલચંદન અને તાંબાની વૃદ્ધી થાય તથા તેમના ભાવમાં તેજી થાય.

**ફુલેશ-બુધ છે**—તેથી વર્ષાદ સારો પડે, ખેતી સારી થાય અને અનાજના ભાવમાં મંદી થાય. રસ, કપાસ, ઘઉં, ચોખાનો પાક સારો થાય અને ભાવમાં પણ મંદી થાય.

**ધનેશ-મંગળ છે**—તેથી શીયાળુ પાક સારો ઉત્તરે, શ્રીફળ વગેરે ફળ, ઘી, તેલ, અલશી, સરસવ વગેરે રસ-કસવાળી ચીજોનો

પાક સારો ન ઉતરે તેથી તેના ભાવમાં તેજી થાય અને રાજા-પ્રજા પર દુઃખરૂપી વાદળ ધસી આવે.

**દુર્ગેશ-શનિ** છે—તેથી રાજાઓ ક્રોધાતુર દેખાય, કોઇ દેશમાં લઢાઇ જામે તેથી પ્રજાને કષ્ટ પડે, ટીડ તથા ખપરડી જેવા જંતુઓનો ભય રહે.

**વર્ષનામ આષાઢ** છે—તેથી સોના-ચાંદીમાં બહુજ તેજી થાય, પશુઓને પીડા થાય, વર્ષાકાળમાં વર્ષાદ ઓછો પડે, જેથી ખેતીને હાની પહોચે-ચોખાના ભાવમાં તેજી થાય.

**સંવત્સર-ક્રોધન** છે—તેથી દુનિયામાં ઘણી જાતના ઉપદ્રવ થાય. કોઇ સ્થળે રોગનો તો કોઈ સ્થળે અતિવૃષ્ટિનો તો કોઇ સ્થળે ક્રોંચીત વર્ષાદ પડવાનો બનાવ બને આથી દુકાળનો અને લઢાઈનો ભય રહે.

## ખાસ ધ્યાનમાં રાખવા લાયક સંજોગો.

દીવાળીને દિવસે પવન જોરથી ફુંકાય અને દીવા ઓલવાઇ જાય, હોલી પ્રકટાવતી વખતે દક્ષિણનો પવન થાય જેથી ઝાળ ઉત્તર તરફ જાય, અષાઢી પૂર્ણીમાને રોજ સુર્ય અસ્ત પામતી વખતે નૈરૂત્ય ખુણનો પવન જોરથી ફુંકાય તો અવશ્ય માની લેવું કે દુષ્કાળ પડે પરંતુ જો આથી ઉલટુંજ હોય તો સમજી લેવું કે વર્ષ ઉત્તમ નીવડે, રાજા-પ્રજા સુખી થાય અને સર્વત્ર આનંદ આનંદના બનાવ બની પડે.

## વર્ષ પ્રવેશ લગ્નનું ફળ.

આ વર્ષના પ્રારંભ સમયે વૃશ્ચિક રાશીનું લગ્ન છે તેથી તેનું ફળ ઉત્તર દિશા તરફ ભોગવશે. મંગળ સુર્ય, રાહુ, બુધ, શુક્ર અને શનિ એ ગ્રહો ઉત્તર, વાવ્ય અને પશ્ચિમ દિશા તરફ ભમે છે તેથી તે દેશો તરફ ઘણીજ ખરાબ અસર કરશે. તે તરફ દેશોના મનુષ્યો

અનેક જાતની વીટંબણાઓ ભોગવશે. ચાલુ વર્ષમાં ઘઉં, ગોળ, તેલ, ઘી, ચાંદી અને કપાસના વેપારીઓને સારો ફાયદો થશે. પ્લેગ, કોલેરા અને માતાનો ઉપદ્રવ જ્યાં ત્યાં દેખાશે. આગનું જોર ચાલુ વર્ષમાં વિશેષ જોવામાં આવશે અને આગગાડીથી અનેક અકસ્માતો થશે. વર્ષાદ કોઇ સ્થળે અતિ તો કોઇ સ્થળે કીંચીત એમ વૃષ્ટી થશે પરંતુ એકંદરે વર્ષાદ જૂજ પડશે, જેથી અનાજના ભાવ ઘણા વધી જશે. આકાશમા વાદળાં વખતો વખત છવાઈ જશે પરતુ તેના પ્રમાણમાં વર્ષાદ પડશે નહિ.

**રોહિણીનો** વાસ સંધિમાં છે તેથી ખંડ વૃષ્ટી થાય એટલે કોઇ સ્થળે ઓછો અને કોઇ સ્થળે અધિક વર્ષાદ પડે. નિવાસ વૈશ્યના ઘરમાં છે તેથી કાંઇક અશુભ ફલ ભોગવાય.

---

## ચૈત્ર માસનું ફળ.

**આખા મહીનાનો એકંદર સાર**—રૂ, કપાસીયા, ચાંદી અને ઘઉના ભાવમાં તેજી થાય. ચોખા, બાજરી અને જુવારના ભાવ મધ્યમ રહે. ગોળ અને અળશીના ભાવમાં પ્રથમ પક્ષમાં મંદી રહી પછી તેજી થાય. ઘી, તલ, તેલ, તુવેર અને મગફળીના ભાવમાં તેજી થાય. વાદળાં થઇ આવે અને કોઇ સ્થળે વર્ષાદ પણ પડે. અડદ, નેલ, લોઢું મોંઘુ થાય, લોક સુખાકારી સાધારણ રહે.

**ચૈત્ર શુદી ૧, તા. ૭-૪-૧૩**—આ મહિનો સોમવારે બેસે છે જેથી વર્ષાદ થાય, અને તે પાકને ફાયદો કરે. પવન બહુજ ફુંકાય, ઘઊ, ચોખા, અળસીના ભાવમાં થોડી તેજી થાય. જુવાર, બાજરી અને ચોખાના ભાવમાં સહેજ તેજી થઈ પાછી મૂળ સ્થીતીમાં રહે. ઘઉં-ચણાના ભાવમાં મંદી થાય; તલ, તેલનો ભાવ મધ્યમ, કપા-

સીયા તથા તુવેરનો ભાવ તેજ થશે. રૂના ભાવમાં તેજી થાય અને ગોળ, ઘી, ચાંદીના ભાવ સાધારણ પડી રહે.

**ચૈત્ર શુદી ૬, તા. ૧૨—૪—૧૩.** એક માસમાં શ્રીફળ, સોપારી, રૂ, ગોળ, ખાંડ, તલ, ચાંદી, તેલ અને એરંડીના ભાવમાં તેજી થાય ચોખા બાજરી અને જુવારના ભાવમાં સહેજ મંદી થાય. અળસી, ગોળ, ઘી, મરચાંનો ભાવ સાધારણ રહે અને જીરૂ હળદર, તથા ધાણાના ભાવમાં મંદી થાય. સૂ૦ અને શુ૦ ગ્રહો એકત્ર થાય ત્યારથી પવન ખૂબ ફુંકાશે, અનાજના ભાવ સાધારણ પડી રહેશે અને એક માસમાં રૂમાં રૂા. ૧૦ અને ચાંદીમાં રૂા ૧ થી ૨ સુધી ઘટ-વધ થશે.

**ચૈત્ર શુદી ૧૦, તા. ૧૬-૪-૧૩.** શુક્ર અસ્ત થાય છે તેથી હિંદુ રાજ્યમા વિગ્રહ, ખપ્પર રાજ્યમાં યુદ્ધ, મીશ્રદેશમાં અનાજના ભાવ તેજ, મારવાડ અને સીંધમાં અનાજના ભાવ તેજ. વૈરાટ, પાંચાળ, સૌરાષ્ટ્ર અને માલવા દેશમાં મનુષ્ય જાતને કષ્ટ પડે અને રોગનો ભય થાય. રૂ તથા કપાસીયાના ભાવમાં મંદી થાય, ગોળના ભાવમાં વિશેષ તેજી થાય ત્યારે ચાંદી, ચોખા, જુવાર, ગોળ, ઘઉં, ઘી, તલ, તેલના ભાવમાં સાધારણ તેજી થાય.

**ચૈત્ર શુદી ૧૧, તા. ૧૭-૪-૧૩**–દિવસ ૨૬ માં હીરા, માણેક ચોખા, જવ, તલ, તેલ સફેદ ફુલ અને રૂના ભાવમાં તેજી થાય. અને દિવસ ૧૫ માં રૂ, કપાસ, એરંડા તલ, તેલના ભાવમાં તેજી ઠીક જણાય.

**ચૈત્ર વદી ૧, તા. ૨૧-૪-૧૩**—રૂ અને કપાસીયાના ભાવમાં મંદી થાય અને ધાણા, હલદર, મરચાં અને મગફળીના ભાવમાં તેજી થાય.

**ચૈત્ર વદી ૬, તા. ૨૬-૪-૧૩**--સોરઠ દેશમાં વિગ્રહ, કલીંગ

અને શ્રી રાજ્યકર્ત્તાના રાજ્યમાં આ વર્ષ મધ્યમ થાય; મારવાડમાં ઘી,તેલ અને અનાજના ભાવમાં તેજી થાય, સોના, ચાંદી, રૂ, કપાસ અને કપાસી· યાના ભાવમાં તેજી થાય અને ગાય, ભેંસ વગેરે ચોપગાંને પીડા થાય.

**ચૈત્ર વદી ૮ તા. ૨૮-૪-૧૩**- ઘી અને તેલના ભાવમાં તેજી થાય; અનાજનો ભાવ મધ્યમ રહે, ઘઉ, ચોખા, જુવાર અને અળસીના ભાવમા તેજી થાય ત્યારે રૂ અને કપાસીયાના ભાવમાં મદી થાય.

**ચૈત્ર વદી ૧૦, તા. ૩૦-૪-૧૩**—અનાજના ભાવમાં તેજી થાય, અફીણના ભાવમા રૂા. ૧૦૦ થી ૧૫૦ સુધીની તેજી થાય. રૂ, ચાંદી, તલ, તેલ, મસુર અને અલશીના ભાવમાં તેજી થાય ત્યારે સાચા મોતીના ભાવમાં બહુજ ઘટ-વધ થાય.

**ચૈત્ર વદી ૧૪, તા. ૪-૫-૧૩**—દિવસ ૨૦ મા ગોળ, ખાંડ, ખોળ, ચોખા, માણેક અને અનાજના ભાવમાં તેજી થાય, ઘીનો ભાવ મધ્યમ રહે, ચોખા, રૂ, જુવાર, બાજરી અને અળસીના ભા· વમાં મદી થાય. રૂ, કપાસીયા, ઘઉ, તલ, તેલ અને તુવેરના ભા· વમાં તેજી થાય.

---

## વૈશાખ માસનું ફળ.

**આખા મહિનાનો એકંદર સાર**—ઘીના ભાવમાં તેજી થશે. કોઇ કોઇ સ્થળે વૃષ્ટી થશે. રૂ, કપાસીયા, ચાંદીના ભાવમાં મદી રહેશે પરતુ રૂના ભાવમાં પ્રથમ એક અઠવાડિયું તેજી રહેશે. તલ, તેલ અને અળસીના ભાવમાં તેજી થય ત્યારે બાજરી અને ગોળના ભાવમાં મદી થશે. ઘઉં, ચોખા અને જુવારમાં જૂજ દિવસ તેજી રહેશે. લોક સુખકારી સારી રહે

**વૈશાખ શુદી ૧, તા ૭-૫-૧૩**—ગુરૂ વક્ર થયો છે તેથી ૪

માસમાં સઘળું અનાજ સસ્તું વેચાય, ઘઉં-ચણા ખરીદ કરી વેચ-નારને લાભ થાય, ગોળ અને સાકર સસ્તુ વેચાય અને રૂના ભાવમાં પ્રથમ તેજી થઇ પછી મંદી થઇ જાય. ઘઉં, બાજરી, ચોખા, જુવાર અને અળસીના ભાવમાં મંદી થાય ત્યારે રૂ અને કપાસીયાના ભાવ સાધારણ પડી રહે

**વૈશાખ શુદી ૨, તા. ૮-૫-૧૩**—એક માસમાં ચોપગા પ્રાણીઓને કષ્ટ પડે જવ, ઘઉં, સરસવના ભાવમાં તેજી થાય અને રૂમાં ટકા ૧૦ ની તેજી થાય.

**વૈશાખ શુદી ૩, તા ૯-૫-૧૩**—દુષ્કાળનો ભય દેખાય પરંતુ લોકો ધારતા હોય તેટલું અશુભ ફળ નહિં દેખાય.

**વૈશાખ શુદી ૪, તા. ૧૦-૫-૧૩**—ઘઉ, મગ, મસુર, રાઇ, ચોખા, તલ, તેલ, અડદ, જવ, ચણા, હીરા, માણેક તથા રૂના ભાવમાં દિવસ ૧૫માં તેજી થાય, દક્ષીણ દેશમાં રોગની ઉત્પત્તિથી લોકો પીડાય. ચાંદીના ભાવ સાધારણ રહે ત્યારે ચણા અને ગોળના ભાવ મદી રહે

**વૈશાખ શુદી ૮, તા. ૧૩-૫-૧૩**—દિવસ ૨૭માં ગોદાવરી કીનારા પર દુષ્કાળનો ભય દેખાય તેથી અનાજના ભાવ તેજ થાય, લોકોમાં પરસ્પર વૈર વધે અને તેથી કજીયા ટંટા કોર્ટમાં ચઢે; અગ્નિ-નો ભય થાય; રૂ, ઉન, ધાતુ, સરસવ, અલશી, ઘઉં, ચોખા, જુવાર, તલ, તેલ, કોસબીના ભાવમાં તેજી થાય ગોળ, ઘીના ભાવમાં સહેજ તેજી થાય અને કપાસીયાના ભાવમાં મંદી થાય,ચાંદીનો ભાવ સાધારણ પડી રહે. વૃષભ સંક્રાંતી છે તેથી એક માસમાં પવનનું જોર બહુજ ચાલે. દરેક જાતના અનાજ, સોનું, ચાંદી, જવ, ઘઉં, સુતર, રૂ, કાપડ, કપાસ, ઘી અને તેલના ભાવમાં તેજી થાય.

**વૈશાખ શુદી ૧૫, તા. ૨૦-૫-૧૩**—આજે જો વર્ષાદ

થાય તો અવશ્ય અનાજનો સંગ્રહ કરવો જેથી ભાદરવા માસમાં તેના સંગ્રહ કરનારાઓ સારૂં કમાશે. જો વર્ષાદ ન પડે તો અવશ્ય માનવું કે વર્ષ બહુજ સારૂં નીવડશે. વૈશાખ શુદી ૮ પછી એક એવો યોગ બન્યો છે કે એક માસમાં, રૂ, અફીણ અને અનાજના ભાવમાં તેજી થાય, રાજાઓને કષ્ટ પડે અને અગ્નીનો ભય થાય.

**વૈશાખ વદી ૨, તા. ૨૨-૫-૧૩**—રૂ, કપાસીયા, મરચાં, ઘઉંના ભાવ તેજ થાય અને અનાજ, ગોળ, ચાંદીના ભાવ મધ્યમ પડી રહે.

**વૈશાખ વદી ૩, તા. ૨૩-૫-૧૩**—વર્ષાદ કોઇ સ્થળે ઓછો તો કોઇ સ્થળે વધતો પડે. દિવસ ૪૦મા અનાજના ભાવમાં મંદી થાય; વર્ષાૠતુ બેસી ગયેલી દેખાય; રૂના ભાવમાં પ્રથમ તેજી થઇ પછી મંદી થાય, મેષનો શુક્ર થયો છે તેથી એક માસમાં અનાજના ભાવમાં તેજી થાય, ચોપગા જનાવરોમાં કોઇ જાતનો રોગ ફાટી નીકળે અને તે મોંઘા વેચાય.

**વૈશાખ વદી ૪, તા. ૨૪-૫-૧૩**—દિવસ ૧૫ માં ઘી, તેલ, ગોળ, ખાંડ વગેરે સઘળા રસો. તથા સઘળી ધાતુના ભાવમાં તેજી થાય. આ પખવાડીયામાં તાપ જો સખ્ત પડે તો વર્ષાદ બહુજ સારો થવાની ખાત્રી થાય.

**વૈશાખ વદી ૮, તા. ૨૮-૫-૧૩**—રૂ, કપાસીયા, ઘઉં, જુવાર, બાજરી, ચોખા, તુવેર, તલ, તેલ, ઘીના ભાવમાં તેજી થાય અને હલદર, ધાણાના ભાવ મધ્યમ રહે.

**વૈશાખ વદી ૯, તા. ૨૯-૫-૧૩**—અડદ, મગ, સીંધવ, લસણ, ડુંગળી અને સોજીના ભાવમાં મંદી થાય, ગોળ, ખાંડ, ચોખા, સાકર. ઘી, તેલ, તલ, મોતી, માણેક અને ખોળના ભાવમાં તેજી

થાય; આ ફળ બે માસ સુધી ભોગવાશે.

**વૈશાખ વદી ૦))**, તા. ૪-૬-૧૩—આજે રાત્રે જો વર્ષાદ થાય અગર તો વાદલ થાય તો અનાવૃષ્ટિ થાય એ જરૂર માનવું.

---

## જ્યેષ્ઠ માસનું ફળ.

**આખા મહીનાનો એકંદર સાર**—લોક સુખાકારી સારી રહે, અનાજના ભાવ ચઢ-ઉત્તર રહે; રૂ, કપાસીયા, ચાંદી કીચીત તેજી થઇ મદી ભાવથી વેચાય, ઘઉં, બાજરી, ચોખા, જુવારના ભાવમાં તેજી થાય, ધાણા, હલદર અને મરીના ભાવ મધ્યમ પડી રહે વર્ષાદ થોડો પડશે. તલ, અળશી, મગફળી અને ઘીના ભાવમા તેજી થાય, તુવેરના ભાવમાં સ્હેજ તેજી થાય ત્યારે ગોળ અને ચણાના ભાવમાં ફેરફાર થવા પામશે નહિ

**જ્યેષ્ઠ શુદી ૧, તા. ૫-૬-૧૩**—દિવસ ૧૭ માં પવન થઇ વર્ષાદ પડે. જુવાર, મકાઇ, ગુવાર અને બાજરીના ભાવમાં મંદી થાય, રૂમાં ૫ થી ૧૦ ટકા ઘટે અને ચાંદી તથા અળશીના ભાવમાં કીચીત મદી થાય.

**જ્યેષ્ઠ શુદી ૨, તા. ૬-૬-૧૩**—એક માસમાં અફીણમાં ૧૦૦ થી ૨૦૦ રૂપીયા સુધી વધે અને ચાંદીમાં ૨થી ૩ ટકાની ઘટવધ થાય. આજે સુર્ય અસ્ત થતી વખતે બરાબર તે કયા સ્થળે અસ્ત પામ્યો છે તે જોઇ રાખવું પછી તેજ દિવસે ચદ્રમાં કયાં અસ્ત થાય છે તે જોવું. જો સુર્ય અસ્ત થયાના સ્થળથી દક્ષિણમાં ચંદ્રમા અસ્ત થાય તો દુષ્કાળ અને ઉત્તરમાં અસ્ત થાય તો સુકાળ અને તેજ સ્થળે જો ચંદ્રમાં અસ્ત થાય તો સાધારણ વર્ષ જાણવું.

**જ્યેષ્ઠ શુદી ૩, તા. ૭-૬-૧૩**—દિવસ ૨૫માં રોગની વૃદ્ધી

થાય. ચોખા ચણા. સાજીરૂ, તલ, તેલ, અલસી, મસુર, જવ, અડદ, મગ, કલથી, રૂ, રેશમીકાપડ, ઘી, દરેક જાતના રસ, ઘોડા, ગાય, ભેંસ, કપાસીયા, ગોળ, બાજરી, જવારના ભાવમાં તેજી થશે. ઘઉં, તુંવેર નો ભાવ મધ્યમ રહેશે દિવસ ૧૫માં ચોપગા મોંઘા વેચાશે. દિવસ ૨૦ માં રૂમાં ૧૦ થી ૨૦ ટકાની ઘટ-વધ થશે.

જયેષ્ઠ શુદ્ધી ૫, તા, ૯-૬-૧૩—દિવસ ૮ માં પવન જોરથી ફુંકાય અને કોઇ કોઇ સ્થળે વર્ષાદ સારો પડે.

જયેષ્ઠ શુદ્ધી ૭, તા. ૧૧-૬-૧૩—રૂ, ચાંદીના ભાવમાં એક માસમાં મંદી થાય.

જયેષ્ઠ શુદ્ધી ૧૧, તા. ૧૪-૬-૧૩—એક માસમાં રૂ, સુતર, કપાસ, કાપડ, સણુ, રેશમ, ગોળ, તલ અને તેલના ભાવમાં તેજી થાય, ચાંદીનો ભાવ મંદી થઇ ટકી રહે, અગ્નિનો ભય, ઘઉં, બાજરીના ભાવમાં સહેજ તેજી થાય, અળસીનો ભાવ મંદો થાય, ચોપગા મોંઘા વેચાય.

જયેષ્ઠ વદી ૩, તા. ૨૧-૬-૧૩—દિવસ ૧૫ માં તલ, તેલ, બધી જાતના ક્ષાર, સઘળી જાતના રસ, સુખડ વગેરે સુગંધી પદાર્થના ભાવમાં તેજી થાય, પવન જોરથી ફુંકાય, વર્ષાદ ઉત્તમ થાય. પરંતુ તે સંતોષકારક થશે નહિ.

જયેષ્ઠ વદી ૪, તા. ૨૨-૬-૧૩—દિવસ ૧૫માં રોગનો ભય થાય, અનાજના ભાવમાં તેજી થાય, વર્ષાદની તાણુ પડે, ચાંદીમાં ટકા ૨ તથા રૂમાં ટકા ૧૦ ની તેજી થાય અને અફીણુમાં રૂ. ૧૦૦ તથા અળસીમાં ટકા ૦ાા થી ૦ાાા સુધીની ઘટ-વધ થાય.

જયેષ્ઠ વદી ૬, તા. ૨૪-૬-૧૩—રૂ તથા કપાસીયાના ભાવમાં મંદી થાય, ચાંદી, જુવાર, ઘઉં, બાજરી, ચોખાના ભાવમાં તેજી થાય.

**જ્યેષ્ઠ વદી ૭, તા. ૨૬-૬-૧૩**—દિવસ ૧૩ માં જલપર નિર્વાહ કરનારાઓને કષ્ટ પડે, રણસંગ્રામ થવાના કોઇ ભાગમાં પડઘા પડે જેથી લશ્કર તૈયાર રાખવું પડે. જવ, ઘઉં, ગોળ, ખાંડ, વગેરે રસના ભાવમાં તેજી થાય

**જ્યેષ્ઠ વદી ૧૦, તા. ૨૯-૬-૧૩**--રૂના ભાવમાં મંદી થાય; કપાસીયા, ચાંદી, અળસી, તેલ, તલ એના ભાવમાં તેજી થાય ગોળ અને મરચાંનો ભાવ મધ્યમ રહે

**જ્યેષ્ઠ વદી ૧૧, તા. ૩૦-૬-૧૩**—દિવસ ૨૦ માં અનાજના ભાવમાં તેજી થાય, વર્ષાદની તાણ પડે, રૂના ભાવમાં તેજી થાય અને રોગનો ઉપદ્રવ વધે

**જ્યેષ્ઠ વદી ૧૪, તા. ૩-૭-૧૩**—એક માસમાં ઘોડા, ગાય ભેંસ વગેરે જાનવરો મોંઘા વેચાય, સોનુ, લોઢુ સસ્તું વેચાય.

---

## અષાઢ માસનું ફળ.

**આખા મહિનાનો એકંદર સાર**—લોકસુખાકારી સાધારણ રહે, વર્ષાદ સારો પડે પરંતુ પશ્ચિમ તરફ વર્ષાદની તાણ પડે, વાવેતર સુકાય, રૂના ભાવમાં ઘણા દિવસ મંદી રહે. ઘઉં, ચોખા, બાજરી, જુવારના ભાવમાં તેજી થઇ સાધારણ રહેશે. તલ, અળસી, તેલ, ઘી, મરચાં, હળદર, ગોળના ભાવ તેજ રહે અને કપાસીયા, ચાંદીના ભાવમાં પણ તેજી થાય.

**અષાઢ શુદી ૧, તા ૫-૭-૧૩**—દિવસ ૧૫ માં ચાંદીના ભાવમાં તેજી થાય, અનાજના ભાવ સ્થીર પડી રહે; ઘી અને ગોળના ભાવમાં તેજી થાય. રૂમાં ટકા ૧૦ ની તેજી થાય, ચાંદીમાં ઘટવધ સારી થશે તેથી લે-દે કરનારાઓ સારૂ કમાશે.

**અષાઢ શુદી ૪, તા. ૭–૭–૧૩**—દિવસ ૧૧ માં વિશ્રુતું જોર થશે, વર્ષાદ કોઇ કોઇ સ્થળે પડશે.

**અષાઢ શુદી ૭, તા. ૧૦–૭–૧૩** ચાંદી, રૂનો ભાવ નરમ રહે. તલ, તેલ, મરચાં, હલદર, કપાસીયા, ધાણા, તુવેરના ભાવમાં તેજી થાય ત્યારે ઘઉં, ચોખા, બાજરી અને જુવારના ભાવમાં મંદી દેખાય.

**અષાઢ શુદી ૮, તા. ૧૧–૭–૧૩**—આજેજ વર્ષાદ પડે તો આસો માસમાં બહુજ વર્ષાદ પડે અને ન પડે તો આસોમાં ટીપું પણ ન પડે, દિવસ ૧૩ માં ઉનના ભાવમાં કીચીત મંદી થાય, ચોપગા જાનવર મોંઘા વેચાય, મનુષ્યોને કષ્ટ પડે અને ચોર, લુંટારાનો ભય ઉત્પન્ન થાય.

**અષાઢ શુદી ૧૦, તા. ૧૩–૭–૧૩**—દિવસ ૨૧ માં ગોળ; સાકર વગેરે રસના ભાવમાં તેજી થાય, અનાજના ભાવ મંદા અથવા પડી રહે, રોગની વૃદ્ધિ થાય.

**અષાઢ શુદી ૧૨, તા ૧૫–૭–૧૩**—અળસીમાં મંદી, તલ તેલ, અને ઘઉંના ભાવમાં તેજી થાય, રૂના ભાવમાં દિવસ ૨ તેજી દેખાય પછી મંદી થાય, ચાંદી, કપાસીયા અને ઘીના ભાવમાં ફેરફાર વગર પડી રહે, રાજાઓમાં પરસ્પર યુદ્ધ થાય, પવન જોરથી ફુંકાય, અનાજના ભાવમા તેજી થાય.

**અષાઢ શુદી ૧૪, તા. ૧૭–૭–૧૩**—દિવસ ૧૫ માં વર્ષાદની તાણ પડે, રોગનો ઉપદ્રવ થાય, ચોર લોકોનો ત્રાસ દેખાય, રૂના ભાવમાં ૧૦ થી ૧૨ ટકાની ઘટ–વધ થશે.

**અષાઢ શુદી ૧૫, તા. ૧૮–૭–૧૩**—આજેજ વર્ષાદ, વાદળ અને વીજળીના ચમકારા થાય તો સુકાળ નહિતર દુષ્કાળ સમજવો.

**અષાઢ વદી ૧ તા. ૧૯-૭-૧૩**—કોઈ જગોએ યુદ્ધ થાય તેથી જનસમાજમાં ભય ઉત્પન્ન થાય, દુષ્કાળ પડવાનો ભય રહે, ચાંદીમાં ટકા ૨, અફીણમાં રૂ. ૧૦૦ થી ૧૫૦ સુધીની ઘટ-વધ થાય, અળશીનો ભાવ મધ્યમ રહે, કપાસીયાના ભાવમાં તેજી થાય. રૂના ભાવમાં મંદી દેખાય.

**અષાઢ વદી ૪, તા. ૨૨-૭-૧૩**—માસ ૧ મા રૂમાં ટકા ૨૦ થી ૨૫ની મદી થાય, ચાંદીમાં ટકા ૨ થી ૩ની ઘટ-વધ થાય.

**અષાઢ વદી ૬, તા ૨૪-૭-૧૩**—ચાંદી, કપાસીયા, તુવેર, હલદર, ધાણા અને મરચાના ભાવ મધ્યમ રહે, તલ, તેલ અને અળસીના ભાવમા તેજી થાય.

**અષાઢ વદી ૧૧, તા. ૨૯-૭-૧૩**—રૂના બજારમાં એકદમ મંદી થાય, ચાંદી, અલશી, જુવાર, મકાઇ, ગુવારના ભાવમાં મંદી થાય. કપાસીયાનો ભાવ ટકી રહે.

**અષાઢ વદી ૧૩, તા. ૩૧-૭-૧૩**—માસ ૨ માં ઘોડા, બળદ વગેરે ચોપગા પ્રાણીના ભાવમાં તેજી થાય તથા લોઢું વગેરે ધાતુના ભાવમાં પણ તેજી થાય, એક માસમાં વર્ષાદ સારો થાય, અનાજના ભાવમાં મંદી થાય, દિવસ ૫ સુધી વર્ષાદ સારો પડશે.

---

## શ્રાવણ માસનું ફળ.

**આખા મહિનાનો એકંદર સાર**—આ માસમાં લોક સુખાકારી સાધારણ રહે, તાવનું જોર દેખાય, વરસાદની તાણ રહે, ચાંદીના ભાવમાં તેજી થાય, અનાજના ભાવમાં તેજી થઇ બીજા પખવાડીયામાં સ્હેજ નરમ થઇ સ્થીર પડી રહે, રૂના ભાવમાં પ્હેલાં અઢવાડિયામાં તેજી થઇ પછી મંદી થાય, કપાસીયાનો ભાવ સાધારણ પડી રહે.

**શ્રાવણ શુદી ૧, તા. ૩-૮-૧૩**—કોઈ દેશમાં યુદ્ધથી લોહીની નીકો વહે અને કોઈ સ્થળે વર્ષાદ થવાથી નદી-નાળાં પૂર જોસમાં વહે, રૂના ભાવમાં મંદી થાય દિવસ ૧૩માં વર્ષાદ બહુજ જોરથી થાય અને રૂના ભાવ બહુજ મદા થાય.

**શ્રાવણ શુદી ૭, તા. ૮-૮-૧૩**—રૂના ભાવમાં તેજી થાય, ચાંદી, કપાશીયાના ભાવ મધ્યમ રહે, અળસી તથા ઘીના ભાવમાં મદી થાય, ગોળમાં તેજી થાય, બાજરી, ચોખા અને જુવારના ભાવ-માં મદી થાય અને ઘઉંના ભાવમાં સહેજ તેજી થાય.

**શ્રાવણ શુદી ૯, તા. ૧૦-૮-૧૩**—મનુષ્ય જાતમાં રોગનો ત્રાસ ફેલાય, કપાસ, તેલ, સુગધી પદાર્થ, ગોળ, ખાંડના પાકમાં માસ ૧૨માં હાની થાય અને તેના ભાવમાં તેજી થાય, દિવસ ૭ સુધી વર્ષાદ ખુબ જોરમા સર્વ સ્થળે થાય.

**શ્રાવણ શુદી ૧૫, તા. ૧૬-૮-૧૩**—શ્રવણ નક્ષત્ર છે તેથી વર્ષ સારૂ નીવડે, અનાજની પેદાશ સારી થાય અને પ્રજામાં આનદ ફેલાય, રૂના ભાવમાં મદી થાય, ચાંદીમાં ટકા ૨ અને અલશીના ભાવમાં તેજી થાય. એક માસમાં હલદર, ગોળ, ખાડ, લાલ ચીજ અને અનાજના ભાવમાં તેજી થાય. તેલ, તલ, અળશી અને કોસ-બીના ભાવમાં તેજી થાય. દિવસ ૧૫ માં ઘી, તલ, તેલ ચણા, અળશી ગોળના ભાવમાં તેજી થાય.

**શ્રાવણ વદી ૧ તા. ૧૭-૮-૧૩**—ચાંદીના ભાવમાં તેજી થાય, રૂના ભાવમા મદી થાય અને કપાસીયાનો ભાવ મધ્યમ રહે ત્યારે ઘઉં, ગોળ, બાજરી, તુવેર અને જારના ભાવમાં તેજી દેખાય.

**શ્રાવણ વદી ૨, તા. ૧૮-૮-૧૩**—અનાજની પેદાશ દુનિયા-માં સારી થાય, ગૌમાતાની વૃદ્ધી થાય, ૧૧ દિવસમાં ચાંદીમાં ઘટ-વધ

થાય અને વીંચ્છુનો ઉપદ્રવ ખુબ થાય એક એવો યોગ્ય બન્યો છે કે જેથી ચાંદીમાં સ્હેજ મંદી થઈ છેવટે તેજી થાય, વર્ષાદ થાય અને રૂના ભાવમાં તેજી થાય.

**શ્રાવણ વદી ૧૧, તા. ૨૮-૮-૧૩**—દિવસ ૧૮ માં હલદરના ભાવમાં મંદી થાય અને ચાંદીના બજારમાં એકદમ તેજી થાય અને અફીણના ભાવમાં મંદી થાય.

**શ્રાવણ વદી ૧૨, તા. ૨૯-૮-૧૩**—૩, કપાસીયા, તલ, તેલ, કોસંબીના ભાવમા તેજી થાય, ઘઉં, જુવાર, બાજરી, અળશી, ગોળ, ઘી અને ચાંદીના ભાવમાં મદી થાય.

**શ્રાવણ વદી ૦)) તા. ૩૧-૮-૧૩**—પવન જોરથી ફુંકાય, કોઇ કોઇ સ્થળે વર્ષાદ સારો પડે, મારવાડ, માલવા વગેરે દેશોમાં વર્ષાદની તાણ પડે તેથી અનાજના ભાવમાં તેજી થાય.

---

## ભાદરવા માસનું ફળ.

**આખા મહિનાનો એકંદર સાર**—લોક સુખાકારી ન રહે. તાવ, મરડાનો ઉપદ્રવ થાય, રૂના ભાવમાં તેજી થશે, ઘઉં અને ચાંદીના ભાવમાં તેજી થઇ પાછળથી મદી થશે, જુવાર, બાજરી, ચોખા, ઘી, અળશી, ગોળ, હલદર, મરચાં, ધાણા અને અનાજના ભાવમાં મદી થશે. કપાસીયાના ભાવમાં તેજી થઇ પાછળથી સહેજ મંદી થશે.

**ભાદરવા શુદી ૧તા. ૧-૯-૧૩**—૩, ચાંદી અને કપાસના ભાવમાં તેજી થાય, ઘઉંનો ભાવ મધ્યમ રહે. ગોળ જુવાર, બાજરી, ચોખા અને અળશીના ભાવમાં મંદી થાય, તલ-તેલના ભાવમાં તેજી થાય.

**ભાદરવા શુદી ૫, તા. ૫-૯-૧૩**—દોઢ માસમાં તલ, તેલ, અળશી અને રૂના ભાવમાં તેજી થાય, અનાજના ભાવમાં મંદી

અને લોકોમાં આનંદ પ્રવર્તે, એક બીજો એવો યોગ બન્યો છે કે જેથી એક માસમાં ચાંદીમાં તેજી થાય અને રૂમાં ઘટા-વધી થઇ પરિણામે તેજી થાય.

**ભાદરવા વદી ૬, તા. ૬-૯-૧૩**—રૂના ભાવમાં તેજી થાય, કપાસીયા તથા ચાંદીના ભાવ પડી રહે. અનાજ, મરચાં, ધાણા અને ઘીનો ભાવ મંદ થાય.

**ભાદરવા શુદી ૭, તા. ૭-૯-૧૩**—એક એવો યોગ બનવા પામ્યો છે કે જેથી રાજા પ્રજામાં ભય ઉત્પન્ન કરે. વર્ષાદ આજે થાય તો સર્વત્ર શાન્તિ પ્રસરે.

**ભાદરવા શુદી ૧૨, તા. ૧૨-૯-૧૩**—દિવસ ૧૫ સુધી વર્ષાદ સારો પડશે.

**ભાદરવા શુદી ૧૩, તા, ૧૩-૯-૧૩**—ચાંદી, રૂ, કપાસીયા, ઘઉં, તલ અને તેલના ભાવમાં તેજી થાય ત્યારે ઘઉં અને ઘીના ભાવમા મંદી થાય

**ભાદરવા શુદી ૧૪, તા. ૧૪-૯-૧૩**—રૂમાં ઘટ-વધ થાય, અનાજના ભાવમાં મંદી થાય અને દિવસ ૨૦ માં પવન તથા વર્ષાદ થાય.

**ભાદરવા શુદી ૧૫, તા. ૧૫-૯-૧૩**—ચંદ્રગ્રહણ છે તેથી કોઇ દેશમાં દુષ્કાળનો ભય થાય, ગર્ભવંતિ સ્ત્રીઓને કષ્ટ પડે. ચાંદીમાં ૨ થી ૪ ટકાની ઘટ-વધ થાય, અલશીમાં મોટી ઘટ-વધ થાય અને એક માસમાં રૂમાં રૂપીઆ ૨૦ની તેજી થાય.

**ભાદરવા વદી ૧, તા. ૧૬-૯-૧૩**—એક માસમાં રૂના ભાવમાં તેજી થાય, દિવસ ૩ માં અફીણમાં તેજી થાય અને કોઇ કોઇ સ્થળે વર્ષાદ પડે. એક માસમાં તલ, તેલ વગેરે રસના ભાવમાં બહુજ ળ [illegible]ય, ભેંસોનો નાશ થાય અને કોઇ સ્થળે રોગનો ઉપદ્રવ જણાય.

**ભાદરવા વદી ૨, તા. ૧૭–૯–૧૩**—રૂ, તલ, તેલ અને કોસંબીના ભાવમાં તેજી થાય, ચાંદી, કપાસીઆ, ઘઉં, જુવાર, બાજરી, ચોખા, ઘી, અળશી, ચણા, તુવેરના ભાવમાં મંદી થાય.

**ભાદરવા વદી ૪, તા. ૧૯–૯–૧૩**—ચાંદી અને કપાસીયાના ભાવમાં મંદી થાય, રૂના ભાવમાં તેજી થાય. તલ, તેલ, ગોળ, ઘી, અળશી, મરચાં, હલદર, ધાણા અને સઘળા અનાજના ભાવમાં મંદી થશે, લાલ રંગનું કાપડ અને ચોપગા જાનવર મોંઘા વેચાશે.

**ભાદરવા વદી ૫, તા. ૨૦–૯–૧૩**—ચાર માસમાં કોઇ ભૂમિમાં યુદ્ધ થાય, કોઇ સ્થળે વર્ષાદ સારો પડે અને અફીણમાં રૂ. ૨૫૦ ની ઘટ–વધ થાય.

**ભાદરવા વદી ૧૧, તા. ૨૬–૯–૧૩**—પવન જોરથી ફુંકાય દિવસ ૧૫ માં કોઇ સ્થળે વર્ષાદ થાય.

**ભાદરવા વદી ૧૩, તા. ૨૮–૯–૧૩**—રૂ, તલ, તેલ અને કોસંબીના ભાવમાં તેજી થશે, અનાજના ભાવમાં મંદી અને ચાંદીના ભાવ જેમના તેમ પડી રહેશે.

**ભાદરવા વદી ૦)) તા. ૩૦–૯–૧૩**—રોગનો ઉપદ્રવ, વર્ષાદની તાણ, રૂમાં ત્રણ દિવસ અગાઉથી મંદી દેખાય, અનાજના ભાવમાં તેજી થાય.

---

## આસો માસનું ફળ.

**આખા મહિનાનો એકંદર સાર**—ઘઉં, તલ, તેલ, કોસંબી, ગોળ, ઘીના ભાવ તેજ રહેશે, રૂ, ચાંદી અને કપાસીયાના ભાવમાં ઘણીજ વધઘટ રહેશે. જુવાર, બાજરી, ચોખા, મરચાં, તુવેર અને ધાણાના ભાવમાં મંદી થાય. અળશીના ભાવમાં પ્રથ

થઇ પછી ભાવના ભાવ પડી રહે. લોક સુખાકારી સારી રહે.

**આસો શુદી ૧ તા. ૧-૧૦-૧૩**—રૂ, તલ, તેલ, ઘઉંના ભાવમાં તેજી થાય, ઘી, ગોળ, અળશી અને બીજા અનાજના ભાવમાં મંદી થાય ત્યારે કપાસીયા અને ચાંદીના ભાવ મધ્યમ રહેશે.

**આસો શુદી ૩, તા. ૨-૧૦-૧૩**—સુતર, ઘઉ અને ચણા ખરીદી સગ્રહ કરનારને છઠ્ઠા માહિનામાં બહુ જ સારો લાભ મળે.

**આસો શુદી ૪ તા. ૩-૧૦-૧૩**—ચાંદી અને કપાસીયાના ભાવમાં તેજી, રૂના ભાવમાં મંદી થાય. તલ તેલ, કોસબી, ઘી અને ગોળ મોંઘા વેચાય અને બીજા અનાજના ભાવમાં મદી થાય

**આસો શુદી ૮, તા. ૭-૧૦-૧૩**—ચાંદીમાં રહેજ તેજી થાય અને રૂમાં ટકા ૧૦ ની મદી થાય અને દિવસ ૮મા સોપારી, સર સીયુ, રાઈ, મરચાના ભાવમાં મંદી થાય.

**આસો શુદી ૧૧, તા. ૧૦-૧૦-૧૩**—દિવસ ૧૩ હીરા, માણેક, પુખરાજ વગેરે દરેક જાતના રત્ન, અડદ, મગ અને ચણાના ભાવમા તેજી થાય અને દિવસ ૧૧મા અનાજના ભાવમા તેજી થાય.

**આસો શુદી ૧૪, તા. ૧૪-૧૦-૧૩**—દિવસ ૨૫ માં ખેતીને નુકશાન થાય, અનાજના ભાવમાં તેજી થાય અને ચોખાના ભાવમાં વિશેષ તેજી થાય. એક માસમા રૂ, ચાંદી અને કપાસીયા, જુવાર, બાજરી, મઠ, તલ, તેલ, ઘી, ગોળના ભાવમાં તેજી થાય અને અળશીનો ભાવ મધ્યમ રહે.

**આસો વદી ૧, તા. ૧૫-૧૦-૧૩**—એક માસમાં શ્રીફળ વગેરે ફળ, સુતર, ગરમ કાપડ, દરેક જાતના રસ તેજ થાય અને રૂમાં ટકા ૧૫ થી ૨૦, ચાંદીમાં ટકા ૨ થી ૩ અને સરસીયામાં થી ૦ાા ની તેજી થાય.

**આસો વદી ૬, તા. ૨૧—૧૦—૧૩**—દિવસ ૨૧ માં ગોળ, ખાંડ અને ઘીના ભાવમાં સહેજ તેજી થાય, ચોખા વગેરે અનાજના ભાવમાં મંદી થાય.

**આસો વદી ૮, તા. ૨૩—૧૦—૧૩**—દિવસ ૧૪ માં સોપારી વગેરે કરીયાણાં, મરચાં, સરસીયુ, તેલ, રાઇ અને હીંગના ભાવમાં તેજી થાય, ચાંદી, કપાસીયા, અળશીના ભાવમાં વધારો થાય.

**આસો વદી ૯-૧૦, તા. ૨૪—૧૦—૧૩**—દિવસ ૩ માં અફીણમાં મંદી અને રૂમાં તેજી થાય.

---

## કાર્તિક માસનું ફળ.

**આખા મહિનાનો એકંદર સાર**—લોક સુખાકારી સામાન્ય રહેશે. રૂ, કપાસીયાના ભાવમાં પ્રથમ ૬-૭ દિવસ મંદી રહી પછી તેજી થાય, ચાંદી આખો માસ તેજી રહેશે. ઘઉં, તલ, અળશી, કોસંબીના ભાવમાં તેજી થાય. ઘીમા પ્રથમ તેજી થઇ મંદી થાય અને જુવાર, બાજરી, ચોખાના ભાવમાં મંદી થાય. ઘણીખરી જગોએ વર્ષાદ સારો પડે.

**કાર્તિક શુદી ૧, તા. ૩૦—૧૦—૧૩**—રૂ અને કપાસીયાના ભાવમાં મંદી થાય, ચાંદી, ઘઉં, તલ, તેલ, અળશી, કોસંબીના ભાવમાં તેજી થાય, જુવાર, બાજરીના ભાવ મધ્યમ પડી રહે.

**કાર્તિક શુદી ૭, તા. ૫—૧૧—૧૩**—દિવસ ૧૪ માં જવ, ચોખા, મગ, મસુર, રાઇ, મઠ વગેરે અનાજના ભાવમાં તેજી થાય.

**કાર્તિક શુદી ૯, તા. ૭—૧૧—૧૩**—રૂ, ચાંદી, કપાસીઆ તલ, તેલ, કોસંબી ઘી, ગોળ, મરચાં, ધાણા અને હલદરના ભાવમાં તેજી થાય, જુવાર, બાજરી અને ચોખાના ભાવમાં મંદી થાય.

કાર્તિક શુદી ૧૦, તા. ૯—૧૧—૧૩—દિવસ ૧૫ માં રૂમાં ટકા ૧૦ થી ૧૫ ની ઘટ-વધ થાય.

કાર્તિક શુદી ૧૪, તા. ૧૨—૧૧—૧૩—પ્રજામાં આનંદ પ્રવર્તે અને સુખાકારી રહે, અનાજના ભાવમાં મંદા થાય.

કાર્તિક શુદી ૧૫, તા. ૧૩—૧૧—૧૩—ભરણી નક્ષત્ર છે તેથી ૧૯૭૧ ની સાલમાં કોઇ સ્થળે વર્ષાદ ઓછો થાય અને કોઇ સ્થળે વર્ષાદ વધારે પડે, કોઈ સ્થળે સુકાળ અને કોઇ સ્થળે દુષ્કાળ પડે.

કાર્તિક વદી ૧, તા. ૧૫—૧૧ -૧૩—એક માસમાં ઉન, રેશમ અને ધાતુના ભાવમા તેજી થાય. રૂ માં તેજી. ઘઉં અને ચણ્યાના બજારમાં પણ તેજી થાય. ચાદી તથા કપાસીયાના ભાવ મધ્યમ રહે. જુવાર, બાજરી, ચોખા, અળશી અને ઘીના ભાવમા મંદી થાય. તલ, તેલ, હલદર અને ધાણાના ભાવમાં તેજી થાય.

કાર્તિક વદી ૬, તા. ૧૯-૧૧-૧૩—ચણા, તુવેર, ગોળ અને કોસબીના ભાવમાં તેજી થાય

કાર્તિક વદી ૭, તા. ૨૦-૧૧-૧૩—અફીણમાં ૨૦૦ તથા ચાંદીમાં ૨ થી ૪ ટકાની ઘટ-વધ થાય. લેવદેવ કરનારાઓ સારૂ કમાશે.

કાર્તિક વદી ૧૦, તા. ૨૩-૧૧-૧૩—બુધનો ઉદય થાય છે તેથી રૂમાં રૂપીઆ ૧૦ થી ૧૫ ની ઘટ-વધ થાય કોઇ સ્થળે વાદળ થઈ આવી વર્ષાદ પડશે. દિવસ ૪૨ માં ઘાસ, ઉંટ, ખચ્ચરી, દરેક જાતના અનાજ અને દરેક જાતના વસ્ત્રો મોંઘા વેચાય.

કાર્તિક વદી ૧૩, તા. ૨૬-૧૧-૧૩—ચાંદી, અળશી, તલ, તેલ, ચોખા, ઘઉં, જુવાર અને ઘીના ભાવમાં તેજી થાય અને રૂ કપાસીયાના ભાવમાં મંદી થાય.

કાર્તિક વદી ૦)), તા. ૨૭-૧૧-૧૩—અશ્વીણમાં રૂપીઆ ૧૦૦ ની મંદી થાય, કોઈ કોઈ સ્થળે વર્ષાદ થાય, અનાજના ભાવમાં તેજી અને ગોળ, શાકર વગેરે રસના ભાવમાં મદી થાય.

---

## માગસર માસનું ફળ.

**આખા મહિનાનો એકંદર સાર**—લોક સુખાકારી સામાન્ય રહે. રૂ અને કપાસીયાના ભાવ પ્રથમ પક્ષવાડીયુ મંદ રહે અને પછી તેજ થાય. ચાંદી, અળશી, તલ, કોસબી, ગોળ અને ઘીના ભાવમાં તેજી થાય. જુવાર, બાજરી અને ચોખાના ભાવ મધ્યમ પડી રહેશે. પ્લેગનો ઉપદ્રવ દુઃખ દેશે.

**માગસર શુદી ૧**, તા. ૨૮-૧૧-૧૩—દિવસ ૧૫ માં ઘોડા, ગાય, બળદ વગેરે ચોપગાં જાનવર મોંઘા વેચાય, અઢી માસમાં શી યાળુ પાકને નુકશાન થાય તેથી કોઇ જગોએ દુષ્કાળનું નામ પડે. અનાજના ભાવ વધી જાય લાલ વસ્ત્ર મોંઘા મળે, કોઇ ભાગમાં યુદ્ધ અને કોઇ ખડમાં રોગનો ઉપદ્રવ દેખાય.

**માગસર શુદી ૨**, તા. ૨૯-૧૧-૧૩—ચાંદીમાં તેજી અને રૂ કપાસીયાના ભાવમાં મદી દેખાય, તલ, તેલ, અળશી, ઘઉં અને ઘીના ભાવમાં તેજી થાય, બાજરીના ભાવમાં મદી થાય.

**માગસર શુદી ૫**, તા. ૨-૧૨-૧૩—રૂ, ચાંદી અને કપાસીયાના ભાવમાં અતિ તેજી દેખાય. ગોળ અને ઘીના ભાવમાં પણ તેજી થાય. અળશી, તલ, તેલ અને કોસંબીનો ભાવ તેજ થઈ ટકી રહેશે અને જુવાર, બાજરી તથા ચોખાના ભાવમાં મંદી થશે.

**માગશાર શુદી ૭**, તા. ૪-૧૨-૧૩— રૂના ભાવમાં તેજી થાય. બે મહિનામાં ઉન, જુવાર, બાજરી, મઠ, તલ, તેલ, ચાંદી, કપા-

સના ભાવમાં તેજી થાય, અનાજના ભાવમાં તેજી થાય, વર્ષાદ થોડો પડે અને દુનિયામાં કોઇ દેશમાં ભય ઉત્પન્ન થાય. ઘી અને કપાસીયાના ભાવમાં પણ તેજી થાય.

**માગસર** શુદી ૧૫, તા. ૧૩-૧૨-૧૩—રૂ, કપાસ અને અનાજના ભાવમાં તેજી થાય.

**માગસર** વદી ૧, તા. ૧૪-૧૨-૧૩—દોઢ માસમાં અનાજના ભાવમાં તેજી થાય અને ઠંડી બહુજ પડે.

**માગસર** વદી ૨, તા. ૧૫-૧૨ ૧૩—ચાંદી, ઘઉં, જુવાર, ચોખા, ગોળ, ઘી, તલ, તેલ, અળશી, મરચાં, હલદર, કોસબીનો ભાવ તેજ થાય, રૂમાં ટકા ૨૦ ની તેજી થાય, માસ ૧૩ માં દુષ્કાળનો ભય, કોઈ દેશમાં યુદ્ધ થાય.

**માગસર** વદી ૧૩, તા. ૨૫-૧૨-૧૩-દિવસ ૨૩ માં સઘળાં રસ તથા અનાજમાં તેજી થાય.

**માગસર** વદી ૧૪, તા. ૨૬-૧૨-૧૩—રૂ, ચાંદી, કપાસીઆના ભાવમાં વિશેષ તેજી થાય. જુવાર, ઘઉં અને ગોળના ભાવમાં તેજી થાય. અળશી, તલ, તેલ, અને કોસબીનો ભાવ મધ્યમ રહે. માસ ૨ માં હિંદુ રાજાઓના રાજ્યમાં કાંઇક વિગ્રહ થાય. માલવા, મારવાડ દેશમાં અનાજના ભાવમાં તેજી થાય.

**માગસર** વદી ૦)), તા. ૨૭-૧૨-૧૩—રૂમાં ૨૦થી ૨૫ ટકાની ઘટ-વધ થાય. ૧૯૭૧માં દુષ્કાળનો ભય રહે ખડ વૃષ્ટી થશે એટલે ઓછી વધતી વૃષ્ટી થશે

---

## પોસ માસનું ફળ.

**આખા મહિનાનો એકંદર સાર**—રૂ અને કપાસીયાના ભાવમાં તેજી રહે, ચાંદીના ભાવમાં મંદી રહે. લોક સુખાકારી સારી રહે.

ઘઉં, જુવાર. બાજરી, ચોખા, ઘી, હલદર, ધાણા અને મરચાંના ભાવ તેજ રહે. અળશી અને ગોળના ભાવમાં મંદી રહે અને તલ, તેલ અને કોસંબીના ભાવ સામાન્ય રહે.

**પોષ** શુદી ૧, તા. ૨૮–૧૨–૧૩—દિવસ ૧૭માં રાજા-પ્રજામાં કાંઇક વિરોધ થાય દિવસ ૧૩ જલમાર્ગે વિચરનારા, પુલ બનાવનારાઓને દુઃખ પડે અને અનાજના ભાવમાં તેજી થાય. રૂ, ચાંદી, કપાસીયા અને ઘીના ભાવમા તેજી થાય.

**પોષ** શુદી ૩, તા. ૩૦–૧૨–૧૩—રૂ, કપાસ, બાજરી, ઘીના ભાવમાં તેજી થાય. ઘઉ, જુવાર અને ચોખાના ભાવ મધ્યમ રહે. ચાંદી અને ગોળના ભાવમાં મદી થાય

**પોષ** શુદી ૯, તા ૫–૧–૧૪—એક એવો યોગ બન્યો છે જેથી કોઇ સ્થળે ભય ઉત્પન્ન થાય અને કોઇ સ્થળે અનાજના ભાવમાં તેજી થાય.

**પોષ** શુદી ૧૦, તા ૭–૧–૧૪—એક માસમાં તેલ તથા અડદના ભાવમા તેજી થાય.

**પોસ** શુદી ૧૩, તા. ૧૦–૧–૧૪—દિવસ ૧૩માં ઘોડા, બળદ, હાથી વગેરે ચોપગાને કષ્ટ થાય અને તે મોંઘા વેચાય. લોઢું, ત્રાંબુ અને પીતળ વગેરે ધાતુનો બજાર તેજ થાય. ચાંદીમાં ટકો ૧ તેજી થાય. જુવાર, ચોખા, ઘઉં, મરચાં, હલદર અને ધાણાના ભાવમાં પણ તેજી થાય.

**પોષ** વદી ૧, તા. ૧૩–૧–૧૪—અનાજના ભાવમાં તેજી થાય. અનાજ સંગ્રહ કરનારને આજથી ૭ મહિને સંપૂર્ણ લાભ પ્રાપ્ત થાય. બંગાલ દેશમાં વિગ્રહ થાય જેથી ત્યાંના વતનીઓને કષ્ટ પો

રૂ, ઘીના ભાવમાં તેજી થાય. જુવાર, ચોખા, તલ, તેલ અને અળ-શીના ભાવમાં ઘટાડો થાય.

**પોષ વદી ૩**, તા. ૧૪-૧-૧૪—દિવસ ૧૯માં અનાજના ભાવ મધ્યમ રહેશે. કોઇ કોઇ સ્થળે હીમ પડશે જેથી પાકને નુકશાન થશે.

**પોષ વદી ૭**, તા. ૧૮-૧-૧૪—ચાંદીમાં મંદી અને રૂ, કપાસીયા, બાજરી, જુવાર, ઘઉં, તલ. તેલ, અને ઘીના ભાવમાં તેજી થાય

**પોષ વદી ૦))**, તા. ૨૩-૧-૧૪ નૈરૂત્ય દિશાના દેશોમાં અનાજના ભાવ તેજ થાય, કોઇ સ્થળે વર્ષાદ પડે.

---

## મહા માસનું ફળ.

**આખા મહિનાનો એકંદર સાર**—લોક સુખાકારી સારી રહે ચાદીના ભાવમાં ૨-૪ દિવસ મંદી રહી તેજી થાય. રૂ, કપાસીયાના ભાવ તેજ રહે. વાદળાં થઇ આવી કોઇ સ્થળે વર્ષાદ પડશે, ઘઉં, જુવાર, બાજરી, ચોખા, તલ, તેલ, ઘીના ભાવમાં તેજી થાય ગોળના ભાવમાં સ્હેજ તેજી થઇ મધ્યમ પડી રહે.

**મહા શુદી ૧**, તા. ૨૭-૧-૧૪—રૂના ભાવમાં એકદમ તેજી થાય, ચાંદી અને ચોખાના ભાવ મધ્યમ રહે. કપાસીયાના ભાવમાં સહે-જ તેજી થાય. ઘીના ભાવમાં પણ તેજી થાય.

**મહા શુદી ૨**, તા. ૨૮-૧-૧૪—રૂમાં ટકા ૧૦ ની મંદી થાય. દિવસ ૧૫ માં સઘળી જાતના કરીયાણા અને અનાજના ભાવમાં તેજી થાય.

**મહા શુદી ૬**, તા. ૧-૨-૧૪—પવન જોરથી ફુંકાય અગ્ની નો ઉપદ્રવ થાય.

**મહા શુદી ૭**, તા. ૨-૨-૧૪—રૂ, ચાંદી, કપાસીયા અને હળદરના ભાવમાં તેજી થાય. તલ, તેલ, ઘી, કોસંબી, જુવાર, બાજરી અને ચોખાના ભાવમાં સહેજ તેજી દેખાય આવતા વર્ષમાં દુષ્કાળ હોવાનો ભય ઉપજે.

**મહા શુદી ૧૦**. તા. ૫-૨-૧૪—એ માસમાં વ્યભીચારી અને દુરાચારી લોકોને કષ્ટ પડે. મોતી, માણેક, સોનુ, ત્રાંબુ વગેરે ધાતુ, રેશમ, હથીયારના ભાવમાં તેજી થાય અને દિવસ ૧૩ માં ચાંદી, રૂ અને સઘળી ધાતુના બજારમાં તેજી થાય.

**મહા શુદી ૧૩**, તા. ૮-૨-૧૪—અનાજના ભાવમાં મંદી થાય.

**મહા શુદી ૧૫**, તા. ૧૦-૨-૧૪—રૂ અને અફીણના ભાવમાં મંદી થાય.

**મહા વદી ૧**, તા. ૧૧-૨-૧૪—એક માસમાં અનાજના ભાવમાં મંદી થાય અને મીઠું, તેલ વગેરે રસના ભાવમાં તેજી થાય.

**મહા વદી ૨**, તા. ૧૨-૨-૧૪—ચાંદીના ભાવમાં મંદી થાય રૂ અને કપાસીયાના ભાવમાં બહુજ તેજી થાય. અળશીમાં મંદી અને ઘઉં, જુવાર, ચોખા, તલ, તેલ અને ઘી મોંઘાં વેચાય.

**મહા વદી ૬-૭** તા. ૧૬-૨-૧૪—અનાજ અને અફીણના ભાવમાં મંદી થાય, રૂના ભાવમાં ઘટ-વધ થાય અને દિવસ ૧૩ માં મધ, તેલ,અર્ક અને આંબલા વીગેરેના ભાવમાં તેજી થાય.

**મહા વદી ૯**, તા. ૧૮-૨-૧૪—ચણા અને તુવેરના ભાવમાં મંદી થાય અને મરચાં, હલદર અને ધાણાના ભાવમાં તેજી થાય.

**મહા વદી ૦))**, તા. ૨૪-૨-૧૪—રૂમાં ટકા ૧૫ની ઘટ-વધ થાય અને ચોપગાં જાનવરને કષ્ટ પડે.



# ફાગણ માસનું ફળ.

**આખા મહિનાનો એકંદર સાર**—રૂ, ચાંદી અને કપાસીયાના ભાવમાં થોડાએક દિવસ મંદી રહી તેજી રહેશે. અળશીનો ભાવ ઘણોજ તેજ થઇ જશે. તલ, તેલ, ઘઉં, કોસંબી, ઘી અને ગોળના ભાવ તેજ રહેશે. બાજરી, ચોખા, જુવાર, હળદર, ધાણા અને મરચાંના ભાવમાં વધઘટ થયાં કરશે, લોક સુખાકારી સામાન્ય રહેશે.

**ફાગણ શુદી ૨, તા. ૨૭–૨–૧૪**—રૂ, ચાંદી અને કપાસીયાના ભાવમાં તેજી થાય. અળશીનો ભાવ મધ્યમ પડી રહેશે. ઘઉંનો ભાવ મંદો થશે. દિવસ ૨૫ માં ગોળ, ખાંડ અને બીજા રસો તથા વ્યાજના ભાવમાં તેજી થાય અને ઇતર અનાજના ભાવમાં મંદી થાય.

**ફાગણ શુદી ૫, તા ૨–૩–૧૪**—દિવસ ૧૫ માં રૂમાં ઘટ–વધ થઇ ૧૦ થી ૧૫ ટકાની તેજી થશે. જાયફળ, જાવત્રિ, હરડે વગેરેના ભાવમાં તેજી થાય

**ફાગણ શુદી ૮, તા. ૫–૩–૧૪**—આવતા વર્ષમાં દુષ્કાળ પડવાના ભયને લીધે અનાજ મોંઘું વેચાય પરંતુ લોક ધારણા મુજબ અશુભ ફળ નહિ ભોગવાય. દિવસ ૨૫ માં અનાજના ભાવમાં મંદી થાય અને પ્રજામાં આનંદ ઓચ્છવ થઇ રહે.

**ફાગણ શુદી ૧૦, તા ૭–૩–૧૪**—ચાંદીના ભાવમાં તેજી થાય, તલ, તેલ, ઘી, અળશી, ચોખા અને જુવારના ભાવમાં તેજી થાય. ઘઉંના ભાવમાં મંદી થાય.

**ફાગણ શુદી ૧૨, તા. ૯–૩–૧૪**—રૂ, કપાસીયા, જુવાર, બાજરી, ચોખા, અળશી, મરચાં હલદર અને ઘીના ભાવમાં તેજી

નલ, તેલ, કોસંબી અને ગોળના ભાવમાં મંદી થાય.

ફાગણુ વદી ૧, તા ૧૩-૩-૧૪—રૂ, ચાંદી, કપાસીયા, ઘ-ઉંના ભાવમાં તેજી થાય. અનાજના ભાવમાં સહેજ મંદી થાય. તલ, તેલ, સુતરના ભાવમાં તેજી થાય.

ફાગણુ વદી ૬, તા. ૧૭-૩-૧૪—દિવસ ૧૩માં ગોળ, ખાંડ, ખોળ, ઘી, મોતી, ચોખાના ભાવમાં તેજી થાય. રૂમાં બુધનો ઉદય થયો છે તેથી ઘટ-વધ થાય

ફાગણુ વદી ૭, તા. ૧૮-૩-૧૪—રૂમાં ટકા ૧૦ની મંદી થાય, અનાજના ભાવમાં મંદી થાય, વર્ષાદ ઉત્તમ થાય.

ફાગણુ વદી ૧૦, તા ૨૧-૩-૧૪—ગોળ, શાકર, તલ, તેલ, વગેરે દરેક રસ તથા રૂમાં મંદી થાય અને અનાજના ભાવમાં સહેજ તેજી થાય.

ફાગણુ વદી ૦)), તા. ૨૬-૩-૧૪—સંવત્ ૧૯૭૧માં વર્ષાદ સારો થાય.

---

## ૧૯૭૦ના વર્ષનો ટુંકસાર.

આખાવર્ષના શુભ-અશુભ ફળનો સારાંશ જ્યારે કાઢીએ છીએ ત્યારે શુભ યોગ કરતાં અશુભ યોગ્ય ઘણાં બન્યા છે તેથી આખું વર્ષ સારૂં કે ખરાબ કહેવાશે નહિ પરંતુ કાંઇ કહેણુ વાળું કહેવાશે એટલે મધ્યમ ગણાશે. વર્ષાદ દરેક સ્થળે જોઇતો અને સરખો વર્ષશે નહિ. ખંડ વૃષ્ટી થશે એટલે કોઇ સ્થળે ઓછો અને કોઇ સ્થળે અધિક પડશે. વર્ષાદ જેઠ શુદીમાં શરૂ થશે અને એક પક્ષવાડીયું વર્ષાદ સારો પડશે. ખેતીકારો દોડધામ કરી બીજ ખેતરમાં નાંખશે પરંતુ અષાઢ માસમાં એક એવો યોગ બન્યો છે કે જેથી શ્રા...

વદી સુધી વર્ષાદ પડશે નહિ એટલે વર્ષાદ ખેંચાવશે, તાપ સખત પડશે, પવન ખરાબ ફુંકાશે જેથી લોકોના મનમાં ચોખા દુષ્કાળના ચીન્હો જણાશે, લોકો ચીંતાતુર થઇ જશે અને વેપારીઓ અનાજના ભાવ વધારી દેશે, દેશકાળ બહુજ ખરાબ દેખાશે. પરંતુ શ્રાવણ વદી ૧૧થી દીવસ ૨૭ સુધી એવોતો વર્ષાદ સઘળે સ્થળે પડશે કે જેથી ખેતી સારી દેખાશે, સર્વત્ર આનંદ પ્રસરશે. આસો વદમાં પણ વૃષ્ટિ યોગ બન્યો છે. તેથી પણ વર્ષાદ સારો થશે તેથી શીયાળુ અને ઉનાળુ પાક સારો થશે, કાર્તક–માગશર માસમાં માવઠું પણ થવાનો યોગ બન્યો છે તેથી પાકને ફાયદો થશે તો પણ ગુજરાતમાં વર્ષાદની કહેવત આવશેજ, ખાનદેશ, સોલાપુર, પુના વીજાપુર અને નાસિક જીલ્લામાં પ્લેગ ત્રાસ આપશે. **અનાજના** સંબધમાં વિચાર કરતાં તેના બજારમાં વખતો વખત વધ–ઘટ થશે તેથી મ્હોટા વેપારીઓને લાભ થશે અને પરચુરણ ધીરધાર કરનારને નુકશાન ભોગવવુ પડશે. આપલે કરનારા એટલે લે અને વેચે તેઓ જરૂર ફાવશે. **મીલના શેરોના** ભાવમાં વધ–ઘટ વિશેષ થશે પરતુ છેવટે મદી રહેશે અને મદીવાળા ફાવશે. **રૂના** સંબધમાં વર્ષની શરૂઆતમા ૧૦–૧૫ ટકા તેજી થાય, જેઠમા વળી મદી થાય અને અષાઢમાં તેજી થાય. પરંતુ શ્રાવણ, ભાદરવા માસમા રૂમાં રૂા. ૩૦થી ૪૦ની મદી થાય અને આસોથી મહા સુધીમાં ૪૦થી ૫૦ ટકાની તેજી થાય. **ચાંદીના** સંબધમાં ચાલુ વર્ષમાં બહુજ ઘટ–વધ રહેશે, શ્રાવણ–ભાદરવામાં ચાંદીતેજ રહેશે. **અલશીના** બજારમાં પણ તેજી રહેશે. **અફીણ** અને **ઉનના** સંબંધમાં વિચાર કરતાં તેજીનો યોગ પુરો થવાથી મદી થશે. એકંદર

મધ્યમ ગણાશે પછી પરમાત્મા જે કરે તે ખરૂં, કારણ

ખરી વાતતો જ્ઞાનીજ જાણે છે. મનુષ્યો તે જાણવાને અશક્તછે તેથી જ્યોતિષ શાસ્ત્રને આધારે આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે તેમાં લખેલી હકીકત ખરી છે અને તે પ્રમાણે થવું જ જોઇએ એવો ફાંકો રાખવાથી અમો દૂર રહીએ છીએ કારણ કે ઇશ્વર પળમાં ગમેતે કરવાને શક્તિમાન છે. સત્યને અસત્ય અને અસત્યને સત્ય બનાવવાને પરમાત્મા સંપૂર્ણ મૂખત્યાર છે તો પણ અમો એટલું ઇચ્છીએ છીએ કે સર્વત્ર સુખ અને શાન્તિ પ્રસરો અને ધંધા રો-જગારની વૃદ્ધિ થાઓ આમન ! આમિન ! !



## સંવત્ ૧૯૭૧ ની સાલનું

# ભવિષ્યફળ.

## ઘણુજ વ્હેલું બહાર પડશે.

માટે પોષ્ટેજ સાથે અઢી આનાની ટીકીટ મોકલી નામ નોંધાવો. પાંચ કોપીથી ઓછી વી. પી. થતી નથી માટે તેથી ઓછી કોપી મંગાવનારે દર નંગના **અઢી આના** મુજબ ટીકીટો મોકલવીઃ કે જેથી ભવિષ્યફળ તૈયાર થતાં તુરતજ મોકલી આપવામાં આવે.

**મેસર્સ વર્ધ્ધમાન એન્ડ સન્સ. મુંબઇ. પોષ્ટ નં. ૯.**